# મી૦ મનચેરજી હોસંગજી જાગોસનું
## જનમ ચરીત્ર.

ચંદનવાડી નંબર ૧૪૧ વાલા ઘેરમાં
મુંબઇ વર્તમાન પ્રેસમાં મનચેરજી હોસંગજી જાગોસે છપાવી પ્રગટ કર્યું છે.

૧૯૧૦

# મી૦ મનચેરજી હોશંગજી જાગોશ,

## ઝોરાશટરીઅન કેલેંડરના બનાવનાર.



**સુરતમાં જનમ** રોજ ૧૩ મા તીર માહા ૧લો ફરવરદીન શેહેનશાહી સને ૧૨૧૧ યઝદેજરદી.—તારીખ ૧૩ મી અકટોબર સને ૧૮૪૧૪૦ સંવત ૧૮૯૭ ના પરથમ આશો વદ ૧૨ ને સોમવાર.

**સુરતથી મુંબઈ આવ્યા**—ઇસવી સને ૧૮૫૫.

**મુંબઈ વરતમાન પ્રેસ સ્થાપ્યું**—ઇસવી સને ૧૮૭૧.

**સત્ય મીત્રના માલેક અને અધીપતિ થયા**—સને ૧૮૯૩.

# મી૦ મનચેરજી હોશંગજી જાગોશ,

## તે

## ઝોરાસ્ત્રીયન કેલેનડરના બનાવનારનું

## જન્મ ચરિત્ર.

(**લખનાર**—અરદેશર દીનશાહજી ગાંધી—"ભરૂચ સમાચાર" ના અધીપતી.)

---

મી૦ મનચેરજી હોશંગજી જાગોશ મુંબઈના છાપા મંડળના એક જુના વખતના બુઝર્ગ મેમ્બર અને જાહેર લેખક છે. એઓનું જન્મ ચરિત્ર એકવાર એમનાં ઝોરાસ્ત્રીયન કેલેન્ડરમાં આવેલું જોવા સારૂ એમના દોસ્ત આશનાઓની ખાહેશ હતી તે ઉપરથી એ જન્મ ચરિત્ર અતરે આપીએ છીયે:—

મી૦ મનચેરજી હોશંગજી જાગોશનો જન્મ શેહેનશાહી પારસીઓના રોજ ૧૩ મો તીર માહા ૧ લો ફરવરદીન, સને ૧૨૧૧ યજદેજરદી, તારીખ ૧૩ મી અકટોબર સને ૧૮૪૧ ઈશવી—સંવત ૧૮૯૭ ના પ્રથમ આશો વદ ૧૨ ને સોમવારે ફળવંત ગુજરાત પ્રાંતના નામીચાં અને પુરાનાં સુરત શેહેર મધ્યે નાહનપુરામાં એક ગરીબ પણ આબરૂદાર કુટુંબમાં થયો હતો. એ દીન ગણુતાં હાલમાં (યાને યજદેજરદી સને ૧૨૭૯ ત્થા ઇસવી સને ૧૯૦૯ માં) એઓને ૬૯ મું વરસ બેઠેલું ગણાય છે. એઓએ પોતાની નાહની વયમાં નાહનપરામાંની ગુજરાતી સરકારી નીશાળમાં ત્થા કેટલોક વખત સર જમશેદજી જીજીભાઇએ સ્થાપેલી ગુજરાતી નીશાળમાં અભ્યાસ કરયો હતો; મોબેદો ફ્લાદારૂ ત્થા તેમના દીકરા મેહેરવાનદારૂના હાથે જરથોસ્તી ધર્મનું શીક્ષણ મેલવ્યું હતું ત્થા કેટલોક વખત સુધી સર જમશેદજી જીજીભાઇની અંગ્રેજી સ્કુલમાં અભ્યાસ કરયો હતો. એઓ અસલથી સ્વભાવે એકમારગી હોવાથી તોફાની છોકરાઓમાં ઝાઝા ભેળાતા ન હોતા. પોતાનાજ જેવા શાંત સ્વભાવના અને એકમારગી છોકરાઓની સોબત એમને પસંદ હતી. પોતાના પાડોશી શેઠ બેજનજી પાલનજી કોટવાલના સરવેથી નાહના અને પોતાનીજ ભુરના દીકરા મી૦ પાલનજીની દોસ્તીને એઓ ઘણા ચાહતા હતા. મી૦ પાલનજી સાથે તથા બીજા બે ચાર સારી ચાલના છોકરાઓ સાથે કોઇ કોઇ વાર નીરદોશ રમતમાં વખત ગુજારતા હતા. એમના વખતની છોકરાઓની રમત ગમતમાં મુખ્ય કરી લખોટા, ભમરડા, ગીલ્લી દાંડા, દડી દાવ, નાશો ગોશો, અંધારી ચાંદરણી, અને પેલી ટપલા બાજીવાલી સસ્સા મમ્માની ખોટ, વગેરે હતી; પણ આ છેલ્લી ટપલા બાજી જેવી રમતોથી એઓ વેગળાજ રહેતા અને બીજાઓ રમે તે જોઇ પોતે તેમાં ગમત મેળવતા હતા. પોતાની પડોશમાં શેઠ બેજનજી કોટવાલનું ઘર હોવાથી કોટવાલીનો દાવ રમવાનુ એમને તથા એમના જોડીઆઓને પસંદ હતું. એ રમતમાં એક જણ કોટવાલ થતો, બીજો શીપાઈ થતો અને ત્રીજો ચોર થતો—શીપાઇ ચોરને બાંધીને પકડી લાવતો તેનો કોટવાલ ઈનસાફ કરતો, જે પછી જો ચોર ગુન્હેગાર ઠરે તો તેને ગુન્હા પ્રમાણે અમુક વખતની ઉઠબેશ કરાવવાની શીક્ષા કરવામાં આવતી. આજે તે સઘળી રમુજ સાથે અંગબળની ખિળવણી થવા જેવી રમતો તથા ગમતોનું નામ પણ રહયું નથી.

મી૦ મનચેરજીનાં વડીલો સુરત શેહેરમાં વણાવટનો ગામઠી સુતરાઉ કાપડનો ધંધો ધમધોકાર કરતા હતા, અને જાહોજલાલી સાથે એ વેપારમાં પડેલા હતા—તે એટલા સુધી કે એ કાપડનો ધંધો કરનારા સુરતમાં જે પાંચ દશ પારસી, હીંદુ વેપારીઓ હતા તેઓમાં એઓ ઘણા નામીચા

અને મુખ્ય ગણાતા હતા. એઓની પેઢી પેહલા નંબરની ગણાતી હતી, અને એઓને હસ્તક નજદીક ૩૦૦ કારીગરો કામના કરનારા હતા—જેને માટે મુંબઈનાં વરતમાન પત્રોમાં અને મરહુમ ખાન બાહાદુર બહમનજી બેહરામજી પટેલવાલાં "પારસી પ્રકાશ" નાં નામીચાં પુસ્તકના પહેલાં વોલ્યુમને પાને ૫૧૭ મે જે નોંધ કરવામાં આવી છે તે નીચે મુજબની છેઃ—

> "હોરમજજી શાપુરજી જાગોશ—મરણ તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૪૯.— મરહુમ શેઠ હોરમજજી શાપુરજી જાગોશ-શેઠ શાપુરજી દોરાબજી જાગોસના દીકરા થતા હતા. એવણ સુરત મધે ડોટી, ધીગમ, શુશ, ખાડી વગેરે કાપડની વણાવટનો મોટો રોજગાર ચલાવતા હતા અને એવણને હસતક દરરોજ આશરે ત્રણસો કારીગરોની શાળ ચાળતી હતી. સુરતની વલંદા, ફરંગી, તથા ફ્રેંચ વેપારીઓની કોઠીઓમાં એવણનું કાપડ પુશકળ ખપતું હતું."

એ ત્રણસો કારીગરોને એ પેહડીના વડીલ શેઠ હોરમશજી શાપુરજી જાગોશ તે મી૦ મનચેરજી જાગોશના બાપના બપાવા દરરોજ સહવારનાં તરેહ તરેહ ફીસમની સમજ અને કાપડો ઉપર કયાં-કેવો રંગ લેવો-કેવી તરેહ તથા લીટી દોરવી તેની માહીતગારી આપતા હતા. તે એવી રીતે કે, એવણનું રેહવાનું મકાન જે નાહનપુરામાં મશહુર અને નામીચા શેઠ કાવશજી રૂસ્તમજી તમનાની ધરમસરાહવાળા મોહલ્લામાં આવેલું હતું તે આખો મોહલ્લો ખીચોખીચ હલમલી રહેતો હતો, અને તે મેળાવડો જોવા લાયક દીસ્તો હતો. એ રીતે બનતું તરેહ ફીસમનું કાપડ કે જેને દોટી, ગીગમ, ખાડી, શુશ, વીગેરેનાં નામથી ઓળખવામાં આવતું હતું, તે કાપડ જેમ સુરતનાં ખુદ શેહરમાં તે ઉપરાંત પડોસનાં ગામડાં અને મુખ્ય કરી હીંદુસ્તાનનાં બીજાં ઘણાંએક મથકોના પારસી ઉપરાંત હોરા, મુસલમાન અને હીંદુઓમાં ખપતું હતું; એટલુંજ નહીં પણ તે વખતનો એટલે આસરે એક સદીની ઉપરના વખતનો ઐયામ એવો હતો કે ખુદ યુરોપના વલંદા, ફ્રેંચો, પોરટુગીઝ અને અંગ્રેજોના વેપારીઓ એ બનતો માલ લેવાને ખાસ પોતાનાં મોટાં બારકસો સુરતની તાપી નદીમાં લાવીને લાંગરતા હતા-કેમકે તે વખતે નદી એટલી ઉંડી હતી.

આ વ્યાપારીઓ જેઓની કોઠીઓ યાને ઉતારાના મકાનો તથા વ્યાપારી માલ રાખવાની જગયાઓ આજવેર સુરત શેહેરમાં મોજુદ છે, જેવાંકે શેહેરમાં મુગલી શરાહ તરફ અંગ્રેજોની કોઠી અને એજ લત્તા તરફ પુરાંની દદીમારને નામે ઓળખાતી ઈમારત નજદીક ફીરંગીઓની લાતી યાને કોઠી છે અને નાહનપુરામાં વીલનદાની વાડીને નામે ઓળખાતી જગયા તે વીલનદાઓના રેહેઠાંણ તથા વ્યાપારનો માલ રાખવાની જગયા છે અને અઠવાની ભાગોળ આગળ ફ્રેન્ચ ગારડનને નામે ઓળખાતી ફરાંસીસની વાડીની જગયા છે. અંગ્રેજોની કોઠીવાલી જગયા જેમાં અસલ સરકારી સીવીલ હાસ્પીટલ હતી તે હાલમાં સુરતના નામીચા પારસી તબીબ તથા સુરત મ્યુનીસીપાલીટીના મેમબર ખાન બહાદુર ડા૦ ડોસાભાઈ પેસતનજી કુપરની માલેકીમા છે, જેમાં તેઓએ એક એલાહેદું રેહવા લાયક મકાન બાંધ્યું છે અને તેમાં તેઓ પોતાના કબીલા સાથે રહેછે. ફીરંગીઓની લાતીવાલી ઇમારત પણ સલામત છે, પણ તે બે ભાગમાં વેંહચાએલી છે; જેમાનો એક ભાગ નવાબના કુટુંબીઓના અને બીજો ભાગ એક હીંદુ ગ્રહસ્થના હવાલામાં છે અને તે ભાડે અપાય છે. વીલનદાઓની વાડીમાની અસલ ઇમારતો પણ કેટલીક સલામત છે અને તે અંગ્રેજ સરકારની માલેકીમાં છે, જેમાં મોહોટી પોસ્ટ આફીસ, ટેલીગ્રાફ આફીસ, સરકારી ઈજનેર આફીસ તથા મુસાફરોના ઉતારા માટે ડાક બંગલાની જગયા છે. અને એજ બાગમાની બીજી ઈમારતો ઈજનેર ખાતાના સ્ટોર રૂમ તરીકે વપરાય છે. એજ જગયામાં તાપી નદીને મથાળેના ખુલ્લાં મેદાનમા એક વોહરા ગ્રહસ્થની ઉદાર સખાવતથી, હાલના જયારજ પાંચમા રાજા ને તે વખતના પ્રીન્સ આફ વેલ્સ

હીંદમાં આવી ગયા તેમની યાદગારીમાં તેમના નામનો એ ફુંવારા સાથનો શુશોભીત બાગ બનાવવામા આવ્યો છે. અઠવાની ભાગોળ પાસેની ફ્રેંચ ગારડનમાની અસલી ઇમારતો જમાનાની ગીરદેશથી પડી ભાગીને ઉખડી ગઈ છે અને તેની મોટા વીસ્તારની તમામ ખુલ્લી જમીન છે, તે સુરતવાશી મરહુમ મી૦ મનચેરશાહ હોરમશજી પારેખના વારેશોના કબજામા છે, જે જમીન ઉપર સને ૧૯૦૭ ની આખરે તેવીશમી હીંદી નેશનલ કોનગ્રેશનો મંડપ નાખવામાં આવ્યો હતો.

એ ચારે યુરોપના અસલી જાણીતા વાવટાવાળાઓ જેઓ તે વખતે કાપડ શું તે જાણતા પણ નહી હતા, તેઓ વાંહાંણો ભરી ભરી આવતા અને તે વખતના ચલણના સીકકારીહાલો–વીગેરેની મોટી રકમો આગમજથી એ મજકુર સુરતના કાપડના વેપારીઓને આંગપર આપી જતા કે અમારે માટે આટલો આટલો આ જાતનો માલ બનાવી રાખજો, અને તે મુજબ ઘણી ખુશી સાથે બધો વેહવાર કરતા હતા. તેને માટે એવું કહેવાય છે કે એ જાગોશ વડીલોને એ કાફલાવાળાઓએ ખુશી અને પ્રસન્ન થઇને ઘણી સરસ સરટીફીકેટો પણ આપેલી હતી. તે વખતે એ વાંહાંણો–દરિયાઈ બારકસો માત્ર સઢથીજ ચાલતાં હતાં–સ્ટીમ એનજીન કોઇ તે વખતે જાણતું હતું નહીં અને તેથી સઢવાલાં એટલે કે પવનના સુમારપર ચાલતાં બારકસો હોવાથી કોઇ કયારે અને કોઇ કયારે યુરોપથી છ મહીના કે બાર મહીના જેટલી લાંબી લાંબી મુદતે આવતાં જતાં હતાં. એઓના કાફલાનાં સુરત જેવાં ગરીબ શેહેરમાં આવવાથી પૈસાની ઘણી ઉથલપાથલ થતી હતી અને આ કાપડના સુરતી વેપારીઓને મોટા તડાકા પડતા હતા, અને તેને લીધે જાગોશવાળાઓનું ખાનદાન પણ ઘણી જાહોજલાલી ભોગવીને સુરત શેહરમાં ઘણું નામીચું અને માનીતું ગણાતું હતું. તેની કીર્તી એકવાર એટલી બધી વધી ગઈ હતી કે, એ એકજ કુટુંબના સાત તો ઘેર એખલાં નાનપુરાનાં લતામાંજ મંડાયલાં હતાં, અને આજુબાજુનાં સગાં વાહલાંનું એક મોટું કુટુંબ સુરત શેહરમાં હલમલી રહયું હતું, તેમજ જાત પરજાતમાં સુરત શેહરની પચરંગી મહોટી વસ્તીમાં એ ખાનદાનનું નામ મોટું માનવંતું અને ઉકમાઇ ભરેલું ગણાતું હતું. પણ, ઓ જમાના તારો ચમત્કાર અને દુનિયાંનો દોર એવો છે કે ઘડી પળમાં શુંનું શું થઇ જાય છે ! આહા ! આજે તે બધી જાહોજલાલી, દોર દમામ, દોલતે ભરપુર, અને માન અકરામે ચકચુર તે બધું કયાંનું કયાં ફેરવાઇ ગયું ! તેની જરા પણ માનવી જાતને સમજ પડતી નથી.

એતેફાક એવો બન્યો કે એમ રૂપિયાની થેલી અને થેલીઓ કાહડી આપતાં પેલા ખુલખુલ્યા અને ચુલચુલ્યા અંગ્રેજો અને યુરોપિયનોનાં વિચીત્ર ભેજામાં એવું આવ્યું કે આપણે શા માટે એ લોકોને રૂપિયાની થેલીઓ ભરી ભરીને આપ્યા કરીએ ? તેને બદલે એ કાપડ કેમ અને તે કેવી રીતે તથા શાનું બને છે તે આપણે પોતેજ કાંય નહીં શોધખોળ કરીએ ? ઓ ચમત્કારીક ભેજા ! અને શોધકનાં ખાં-ઓ ! અંતે તે શોધખોળ કરી ફતેહ પામ્યા ! કાપડ રૂ જેવી ચીજમાંથી બને છે અને તે રૂ અથવા કપાસ તે એક જાતનાં ઝાડનાં દીડવાં છે, તે મેળવવાની કોશેશ કરવા માંડી. અંતે રૂ અને તેનાં દીડવાં વટીક મેળવ્યાં અને તે પોતાને દેશ લઇ જઇને પેહલાં તો જેમ આપણાં લોકો હાથે વણતાં હતાં તેમ થોડા વખત વેર હાથે વણીને તે કામ ચલાવ્યું; પણ એ ચમત્કારીક ભેજું એમ બેસી રહે નહીં. જોયું કે એમ હાથે વણતાં તો ઘણો વખત, મોટો ખરચ અને ભારી મેહનત પડે છે, તો તેને બદલે જો કોઇ રીતના સાંચાથી એ કામ બની શકતું હોય તો તે ફાયદાકારક થઇ પડે. આ ઉપજેલા વિચારનું ચમત્કારીક ફળ અને પરિણામ શું નીપજયું તે, ઓ ભલા વાંચનાર, તમને સમજ પડે છે કે ? અલબત, તમે સમજી ગયા હશો કે તે ચમત્કાર તે આજના જમાનાનો દુન્યામાં ચોખંડ પંથરાઇ ગયલો આપણો મશહુર મીલ ઉદ્દયોગ છે. આ ચમત્કારીક હુન્નરથી, ઓ હીન્દ દેશ ! તારો અસલ વણાવટનો

નામીચો, બહુ કમાણી કરાવનાર હુન્નર તદન પડી ભાગો ! અફસોસ ! આજે એ હુનર તદન નામનો માત્ર કોઇ કોઇ ખુણે ખાંચરે હાથે વણ તો બાકી રહયો છે. પણ તે શું બીસાદમાં ?

એ રીતે બધું ચક્કર ફરી ગયું. બાપડા વેપારીઓ પાયામાલ થઇ ગયા. જેમની એકવારની જાહોજલાલી હતી તેઓ તદન પડી ભાગા, ધંધો ધાપો ખોઈ બેઠા, મેળવેલું દ્રવ્ય કયાં ઉડી ગયું તે કાંઈ સમજાતું બી નથી ! આ પણ એક કુદરતનોજ ચમત્કાર સમજવો.

આ રીતની ઉથલ પાથલ થઇ જવાથી બીચારા જાંગોશવાળાબી ઘણી ગરીબી અવસ્થામાં આવી ગયા. સુરત શેહરમાં પોતાનો બાપીકો ફૂલવંત ધંધો ખોઇ બેઠાથી અને બીજો ધંધો કંઈ ચાલતો નહીં હોવાથી તે લોકો વિચારમાં પડયા કે હવે શું કરીએ ? બન્યું ત્યાં સુધી ખમ્યું. લાંબો વખત સુધી જેમ તેમ પોતાનું પોષણ ગુજરાન કીધું. એક વાર જે ઓહોળો ધંધો હાથ લાગેલો હતો તેનાં પડી ભાંગેલાં હાડકાં પાંસળાં–એટલે કાપડ વણવાનાં કામની ચાંજો કે જે હવે પડત પડેલી હતી તે પણ ફુંકી ખાધી; અને વિચાર કીધો કે પોતાના જવાન બેટાઓને મુંબઇ મોકલ્યા વગર છુટકો નથી. એવું ધારીને પોતાના બે બેટા શેઠ હોશંગજી તે મી૦ મનચેરજીના બાવા અને શેઠ દાદાભાઇ તે કાકાને મુંબઇ ચાકરી ધંધો કરવાને મોકલી દીધા. પણ તેમ કરતી વખતે વાંચનારને ધડો લેવા જોગ એક બનાવ એ બન્યો કે ઉપલા બે છોકરાઓને મુંબઇ મોકલ્યા પછી તેવણના પીતાજી શેઠ દોરાબજી હોરમસજી જાંગોશ—મી૦ મનચેરજીના બપાવા—સુરતમાં રહેલા હતા. તેઓએ પોતાનું ઘેર ચલાવતાં અને ગુજરાન કરતાં પોતાનો જે અસલી અવેજ હતો તે બધો ખાઇ દીધો. તે ઉપરાંત તેમને કરજ થયું. તે કરજને લીધે—એઓને છોકરાઓએ મુંબઇ બોલાવ્યા. પણ એવણ જીનહાર આવવા રાજી થાય નહીં. અને એમ કહયા કરે કે "નારે, બાપા ! આએ કરજ આપ્યા સિવાય આપણથી સુરત શેહર છોડી જવાય નહીં." જયારે બીજા હાથ ઉપર મુંબઇમાં રળવા કમાવા આવેલા બીચારા જવાન્યાઓ પોતાનું મુંબઇ શેહરનું ગુજરાન પુરૂં કરવા ઉપરાંત સુરતમાં થએલું તે કરજ આપી શકે તેવી હાલતમાં હતા નહીં; અને તેવું જોઇ જાણી લીધાથી માંગનારાઓ દોરાબજી બાપાને એવું સમજાવવા લાગ્યા કે તમે તમારે જાવો. તમારૂં કરજ અમોને નથી જોઇતું, કારણકે તમારા સારા વખતમાં તમો અને તમારાં કુટુંબની પુનાહથી અમે ઘણું કમાયલા છીએ, અને તમોને સામુ લખી આપ્યે છીએ કે તમારે અમારે કંઇ લેવું દેવું નથી; પણ દોરાબજી બાવા એકના બે થયા નહીં કે તમારૂ કરજ આપ્યા વગર અમારાથી જવાય નહીં. આ એવણના બોલ સાંભલીને કેટલાએક સમજુઓને એજ વિચાર આવતો કે એવણ બીચારા કરજ કયાંથી આપશે ? અને તેવી દોરાબજી બાપાની નહીં બનવા જેવી વાત સાંભલીને આ જન્મ ચરિત્રવાલો આપણો નાહનો જાગોશ બી મનમાં વિચારે કે એ બાપા શું બોલ્યા કરેચ ! પણ, ઓ ! વાંચનાર, ખુદાની ખુદરત કંઈ ઓરજ છે. શું ચમત્કાર થયો તે સાંભલો. બસ દોરાબજી બાપાનો વિચાર હતો કે કરજ આપી દેવું, એકીન હતું કે આપવું. તે એકીન આડે આવ્યું ખરૂં ! એવું બન્યું કે સુરત શેહરમાંથી ઘણાં વરસોની લાંબી મુદતપર નાહનપરાંના એદલ લાંબાના નામે ઓળખાતાં કુટુંબના એક જવાન પારસી પોતાના કંઈ ધંધા ધાપાન માટે પોતાને ઘેરથી નીકળી ગયલા. તેઓની ખબર અંતર ઘણો વખત વેર કશી મલી નહીં, પણ ઉપર જણાવેલા દોરાબજી બાપાના વખતમા તેઓની તરફનું એક કાગલ સુરત શેહરમાં જાગોશના હઠઆત વડીલને સરનામે આવ્યું કે અસલ સુરતના વતની મી૦ ખરશેદજી એદલ લાંબા મધરાસ તરફ નીકળી આવેલા હતા, પણ તેઓનાં ખેશ કુટુંબીઓ સુરત શેહરમાં હમણાં કોણ છે તેની તેઓને ખબર નથી. પણ ખુદાતાલાએ તેઓને કેટલીક દોલતની બખશેશ કીધેલી છે, તે દોલતની વેંહેંચણી તેઓ પોતાનાં કુટુંબમાં કરવા માગે છે–તેને માટે આ સાથે એક લીસ્ટ બનાવી મોકલ્યું છે, તે મુજબ તે ખેશીઓને જાગોશવાલાઓએ વેંહેંચી આપવું સહી. અને તેમાં જે

કોઈ ગુજરેલાં હોય તેઓની રકમો બીજી રીતે ઉપયોગમાં લેવી. એવી રીતે જાગોશાવાલાઓને એ કામ સોંપવાનું કારણ એ કે એ લોકો ખાનદાની અને વિશ્વાસુ છે તેથી એ કામ બરાબર કરશે. અને તે કામ કરવાના બદલામાં જાગોશ સાહેબને નામે આ લીસ્ટમાં લખેલી અમુક એક રકમ છે તે બહાલ રાખવી; અથવા ગમે તો ધરમ ખાતે આપવી. એમ લખવાનું કારણ, વાંચનાર સમજતા હશે કે, મધરાસવાળા ભાઇ એવું સમજેલા લાગે છે કે જાગોશવાળા હજુર તવંગરજ હશે. શુકરાનાં તે દાદારનાં! કે આ રકમ દોરાબજી બાપાને ખુબ કામ લાગી ગઇ!! કરજ દેન ફીટાડી નાંખ્યું અને જે તેમનાં એકીનમાં અને દીલમાં હતું તે અંતે બર આવ્યું. ખુદાનું કરવું બરહક છે. બંદાનું ખરા એકીનથી ચાહવું ખુદા પાર પાડે છે.

એ રીતે જયારે મી૦ મનચેરજીના વડીલો પોતાનાં ઘેરબાર તજીને પોતાનાં વાહલાં વતનને છેલી સલામ કરી ઉહાંગરી કરી ગયા, ત્યારે આપણા મી૦ મનચેરજી જાગોશને બી સુમારે ઇસ્વી સને ૧૮૫૫માં પોતાની માત્ર પંદરેક વરસની નાહની કુમળી વયે મુંબાઇ આવી વસવું થયું. અતરે આવતાં પેહલે ઘરથીજ એઓનું આપણાં છાપા મંડળમાંજ જોડાણ થયું. પેહલાં એકાદ બે પુરાંના પ્રેસોમાં સાધારણ કમ્પોઝીટરનું કામ કરતા થઇ પોતાની ચાલાક બુધ્ધી અને ચંચલ ભેજાંથી સારા આગળ વધતા ચાલ્યા. સને ૧૮૬૩માં "શ્રી મુંબઇનાં ચાબુક"ને નામે નીકળતાં બાઈ-વીકલી યાને અડવાડીયાંના બે વારનાં વર્તમાન પત્ર તથા તેનાં જુનાં છાપાખાનાંના મેનેજર નેમાયા. થોડા વખતમાં સબ એડીટર થયા. એક દાહેકા સુધી આ એકવારનું વિખ્યાત અને જેની શરૂઆત મરહુમ શેઠ નવરોજી દોરાબજી ચાનદારૂ (ચાબુક)થી સને ૧૮૩૩ ના નવેમબર માસથી થઈ હતી, તે પુરાંનું પત્ર ઘણી સારી રીતે ચલાવ્યું. અને સને ૧૮૭૦ માં મુંબાઇ ચાબુકનું ન્યુસ પેપર તેના અસલ માલેકો સોડેથી મરહુમ શેઠ નાહનાભાઇ રૂસ્તમજી રાણીનાએ ખરીદી લઇને રોજીંદું કરી નાંખ્યું અને તે પત્ર તેઓએ પોતાનાં "યુન્યન પ્રેસ"માંથી પરવરતાવવા માંડયું, ત્યારે મી૦ જાગોશે અસલ ચાબુક પત્રનો જે જુનો પુરાનો નાહનો જેવો સામાન હતો તે મી૦ રાણીના સોડેથી વેચાતો લઈને તેનું પોતાનું ધણીઆતું છાપાખાનું ઉભું કીધું. તે આજનું એઓનું **"વર્તમાન પ્રેસ" ગણાય છે.**

મી૦ મનચેરજીએ ઉભું કીધેલું મજકુર "વર્તમાન પ્રેસ" કોઇ સમુહુરતે સ્થાપેલું હોવાથી અને મી૦ મનચેરજી પોતાની સાલેસાઇ તથા ગરીબાઇથી પ્રમાણીકપણે ચાલતા રેહેવાથી એ નાનકડું પ્રેસ આગલ જતાં સારી રીતે ચલાવતા રહ્યા અને આજે પોતાના હુન્નરથી તેને ઠીક પગભર કરીને છાપા મંડળમાં અચ્છું નામ મેળવ્યું છે. થોડાંક વરસ અમથું પરચુટન જોબ કામ ચલાવ્યા પછી મરહુમ મી૦ મનચેરજી કાવશજી "મનસુખ" વાળું "સત્ય મિત્ર" નામનુ અડવાડીક પત્ર મી૦ જાગોશ ને માથે ટોકાયું. ૧૮૯૩ માં મી૦ મનસુખને તે છોડી દેવું પડયું ત્યારે કેટલાક સદ ગૃહસ્થોના આગ્રહથી મી૦ જાગોશે તે ચલાવા માંડયું. તેની હાલત ટુંક મુદતમાં ફેરવી નાંખી. એવી સરસ ઢપે પોતાની માલેકી અને અધીપતીપણાં તળે ચલાવ્યું કે પારસી ધરમ અને સંસારી કેળવણી સંબંધી એવાં સરસ લખાંણો, મોતેબર વાંચણોથી "સત્ય મિત્ર" મુંબાઈમાં પેહલે વાંધેનું માનવંત પત્ર ગણાવા લાગ્યું. જો કે તેમાં કમાઇ જેવું તો ઝાહજું નહોતું; પણ એક ધારમીક પેપરની જરૂરીઆત માટે તે કેટલીક ખોટ ખમીને પણ પાંચ વરસો સુધી ચાલુ રાખ્યું. તેવામાં માઠાં ભાયગે બનાવ એવો બન્યો કે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૯૮નાં અંગ્રેજી નવાં વરસને દીનેજ પ્રભાતના પોહોરમાં એવોનાં પ્રેસમાં અચાનક આગ લાગી. સનીવારનોજ દીવસ હોવાથી બારવણે રવીવારે નીકળનારૂં સત્ય મિત્ર પત્રનું તમામ સાંધણ સંપુર્ણ તૈયાર કરી મુકેલું તે સંઘું આગમાં બિસમાર થઇ જવાથી તેનો અંક નીકળી શકયો નહીં. તે પછી બીજા ભાઈબંધ પ્રેસો અને બીજાઓની દયાભરી કાળજીથી ઘણાઓએ મી૦ જાગોશને પોતાની દીલજરીથી મદદ કરવા કહેલી, પણ કંઇ એવાં ધારમીક પેપરોની ખુદરત તરફનીજ સરજત ટુંકી હશે, તેથી મી૦ મનચેરજીએ "સત્ય મિત્ર" ખુદરતી ધકાથી બંધ પડેલું પાછું ખોટ ખમીને ચલાવવાની હામ ભીડી નહીં; અને ધસુ પચુ મને અંતે તે બાપડું પત્ર બંધ પડયું. આ ટુંક

અરસામાં મી૦ મનચેરજીએ સાબેત કરી દીધું હતું કે ધરમ નીતિનાં અને સારા સબકોનાં લખાણોથી એક પત્ર ઘણું સરસ પંકાઇ નામના અને ચાહ મેળવવાને ઘણું સામર્થવાન થઇ શકે છે, અને તેના દાખલામાં એમને એ વખતે દેશપરદેશનાં એવાંતો સરસ દિલાસાના અને સત્ય મિત્રના ઢંગ લાયક લખાણોની વખાણોનાં કાગલ પત્રો મળેલાં, કે જેનાથી એમને મોટો સંતોષ ઉપજયા વગર રહયો નહોતો.

ઉપલી લાગેલી આગની વખતે મી૦ મનચેરજીએ જે સહનશીળતા અને ઘટતી હીમત રાખી હતી તેનું વરણન જાણવાજોગ છે. કેમકે પ્રથમીક આગનાં હુલકાંની વખતે ગરબર સરબરમાં એવું જણાએલું કે આગથી વીશથી બાવીશ હજારનાં માલની ખરાબી થઇ હશે-એવું પોલીશનાં સતાવાળાઓએ અનુમાન કાઢયું, અને કાંઇક ચાલતી આવેલી ગફલતીથી પ્રેસનો વીમો ઉતારેલો નહી જાણીને જેમ મી૦ જાગોશના ઓલખ પીછાણવાળાઓને તેમ બીજા ઘણાકોને મોટો ખેદ ઉપજયો; અને એમના એક અંગીત દોસ્ત મોટા શ્રીમંત પારસી શેઠયા તથા બીજા ભાટયા ગ્રહસ્થો મલીને કંઇક આગનાં નુકશાનની ભરપઈ કરી આપવાની ખાહેશ બતલાવેલી-પણ મી૦ મનચેરજીએ જોયું કે પૈસાની ખુટ પરવરદેગાર હરેક બાંહાંને આપી રેહશે, પણ એકવાર જો પૈસાનો લોભ કીધો તો નકાંમું નામ હલકું થશે, એવું ધારીને તે આપમેલે ખુશીથી અપાતી મદદ મેળવવાનું ઉપકાર સાથે ના પાડેલું-તેટલાં તો આગ લાગવાને થોડોક વખત જતાં માલમ પડયું કે ધારવા જેટલું મોટું નુકશાન થયું નથી. પણ વેલાતી સંચા વીગેરે હેઠેથી સલામત રહીને માત્ર ઉપર કાગલીઆં બલેલાંની રાખથી પેહલાં મોટું નુકશાન ધારવામાં આવેલું; પણ ખોદાએજીની મેહરથી તેટલું મોટું નુકશાન થએલું નથી-પેહલાં ધીરજનો બદલો એજ મલ્યો કે નુકશાનની રકંમ ઘણી ઓછી જણાઇ-અને કોઈ પણ બાહારની મદદ વગરજ એઓ કેટલીક મુદતમાં પાછા પગભર થઇ ગીયા.

ઉપલી વીગતમાં જે ભાટયા શેઠો વિશે ઇસારો છે, તે આપણી ટાપુના માનવંત શ્રીમંત ભાટયા શેઠ ઠાકરસી મુળજીવાળાઓ છે. એ કુટુંબ સાથે દઈવિયોગે મી૦ મનચેરજીને આજ ચાલીશ વરસોની લાંબી મુદતનો ગરોઓ ઉત્તમ રીતે વીતલાઈ ગયો છે. આ માનવંત પેહડીનાં હાલના આગેવાનો શેઠો નારણદાશ ઠાકરશી મુળજી અને તેમનાં માનવંત ભત્રીજા તે ઓનરેબલ સર નાઇટ જેવા પંકાયલા સર વીઠલદાશ દામોદર ઠાકરસી પોતે અને તેમનાં બીજા ભાઇઓ શેઠ હંશરાજ પ્રાગજી ઠાકરશી અને શેઠ માધવજી દામોદર ઠાકરશી તથા જવાંન શેઠ અન્ના સાહેબ નારણદાશ એઓ સર્વેની મમતા ઘણી સ્તુતી પાત્ર છે. અત્રે આપણ એવું ઇચ્છીશું કે પરમેશ્વર કૃપાથી આ માનવંત પેહડી આબાદી સાથે જાવેદાન તલક કાયમ રેહવો અને એ પેહડીનાં સઘલા વારેસોની મમતા મી૦ જાગોશના જવાન વારેસો ઉપર કાયમ રેહવો!

ઉપર મુજબ "મુંબઇ ચાબુક અને સત્ય મિત્ર" પત્રોનું માલેક અને અધીપતીપણું પુરતાં માન સાથે ચલાવ્યા ઉપરાંત મી૦ જાગોશનુ એક બીજું કામ ભારે યાદગારી ભરેલું જે હવડાં સુધી માન પુર્વક વધતું ચાલ્યું છે તે એમના હસ્તેક પ્રગટ થતું નામચીન પારસી કોમને ઘણુંજ ઉપયોગી અને એ ટોળાંની હંમેશની જાહોજલાલી જાળવી રાખનારૂં "ઝોરાસ્ટ્રીયન કેલેન્ડર" છે.

એ કેલેનડર મરહુમ મી૦ બરજોરજી નશરવાનજી કુતારના નામથી યજદેજરદી સને ૧૨૪૦ના વરશમા પહેલ વહેલું બાહેર પડયું હતું, ત્યારે એના ગણત્રીના થોડાંક પાના સાથે બારે માસનાં કેલેનડરના પાના હતાં અને તેની કીમત માત્ર ૩ાા રાખેલી હતી. મી૦ કુતારે સને ૧૨૪૨ સુધી ત્રણ વરશ એ કેલેનડર બાહેર પાડવા પછી તેઓ મરણ પામ્યા અને સને ૧૨૪૩ નું કેલેનડર બાહેર પડી શકયું નહી, જે પછી એ ઉપયોગી કેલેનડરનું કાંમ મી૦ મનચેરજીએ માથે ઉપાડી લીધું, અને યજદેજરદી સને ૧૨૪૪ થી પોતે પોતાના પ્રેસમાથી કાઢવા માડયું. આગલાં વરશો કરતાં આજે એ કેટલું બધું એઓના હાથથી માન મરતબો પામ્યું છે અને વરશો વરસ છપાતો એ જરથોસ્તી પોથો પારસીઓને કેટલો બધો ઉપયોગી થઇ પડયો છે તેનો ખ્યાલ તેનો ઉપયોગ કરનારને સેહલાઇથી આવી શકે છે. આ વાર્ષીક પોથાની મોહટાઇ, ઉપયોગીપણું, અને સંગીનપણું એટલું બધું વધી ગયું છે કે તે ચોમેરથી એકે અવાજે વખણાતું ચાલ્યું છે. તેને માટે એવા સરસ વિષયો અને વિગતો ચુંટી કાઢવામાં આવે છે કે તે એક સાધારણ કેલેન્ડર કરતાં તેનું જુદુંજ રૂપ ધારણ કરી બેઠું છે. મી૦ જાગોશ તેના ઉપર દર વરસે અણહદ મેહનત લીએ છે અને તેમાં પારસી કોમને ઉપયોગી અને જાણવાજોગ વિગતો એવી સરસ સમાવે છે કે તેના કદરદાન વાંચનારાઓ તથા ખરીદદારોને એક સરખો સંતોષ ઉપજયા વગર રેહેતો નથી.

એ રીતનાં જાહેર લખાણો જે એઓની બુજરોગ કલમથી બારે છટાદાર ભાષામાં અને ઘણી સારી ઝમક સાથે અતાર સુધી ચાલુ રહ્યાં છે, અને હાલમાં પણ પારસી નવાં વરસને તાંકણે તથા બીજા સર અવસરે મી૦ જાગોશના જાહેર લખાંણો બાહાર પડે છે તેથી મી૦ જાગોશ એક જુના વખતના લેખક તરીકે મશહુર થઇ રહ્યા છે. એમનાં અધીપતીપણાં સાથે એઓએ એક બે નાટકોનાં, વારતાનાં અને ગાયણોનાં સારાં નામચીન પુસ્તકો પણ પોતા તરફથી આગળ પ્રગટ પાડેલાં છે.

તે ઉપરાંત મુંબઇના ઘણાક નામચીન અને જાણીતા માનીતા ગૃહસ્થોનાં જન્મ ચરિત્રોનાં ચોપડી-ચોપાન્યાં પણ પ્રગટ કરેલાં છે. જેવાં કે નામદાર મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટ, તેમનાં ઘણીઆણી બાઇ સાહેબ લેડી શાકરબાઈ, સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટ, દસ્તુર સાહેબો સમ્સ-ઉલ-ઉલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાના, દસ્તુર ડા૦ જામાસપજી મીનોચેહરજી જામાસપઆશા, દખણના પહેલા વર્ગના સરદાર અને વડા દસ્તુરજી સમ્સ-ઉલ-ઉલમા હોશંગજી જામાસ્પજી, નામદાર સખી વગુદ બાઇ સાહેબ આવાંબાઈ ફરામજી પીટીટ, મુંબઇનાં કરોડપતી શેઠમા શેઠ નવરોજી માણેકજી વાહડયા સી. આઈ. ઇ, મોટા વીદવાંન ઓલમા શેઠ ખુરશેદજી રૂશતમજી કામાજી, વીગેરે વીગેરેનાં સારી છટાદાર ભાષાનાં જન્મ ચરિત્રો આજે પણ એમનાથી પસિધ્ધ થયલાં મોજુદ છે, અને તે ચરિત્રો ખરેજ વખણાયાં છે. તેમાં એક "જંદરવાની" એટલે જીવતું જાગતું, આપણા હમણાનાં ઉગતા છેલ્લા બેરોનેટ સર કાવશજી જાહાંગીર રેડીમનીનુ તથા બીજાં ઘણાં એવાં પરચુટન જાહેર જન્મ ચરિત્રો વીગરે મી૦ જાગોશની જુની-જાણીતી કલમકશીના પ્રતાપે અચ્છાં પ્રકાશી રહ્યાં છે.

મી૦ મનચેરજી જાતે દેખાવે તો ઘણા સાદા અને અસલી પોશાકને પસંદ કરી સફેદ લાંબી બાંહેની ચુલવાલી ડગલી અને લાલ રંગની ઇજારને હજી સુધી વળગી રહેલા છે. તેવા એકમારગી સ્વભાવના છતાં મીત્રમંડળમાં તેઓ ઘણા રમુજી પણ લાગે છે. એઓને આગળ ઘણા વખત ઉપર અતરેની બે ઘણી જાણીતી અસલ "ઝોરાસ્ત્રીયન નાટક મંડળી" અને "ઇરાની નાટક મંડળી" ઓ સાથે ઘણો ઘાડો સંબંધ હતો, યાને તેઓના એક આગેવાન અને ઓનરરી સલાહકાર હતા. તે પોતાના જોડાણનાં વખતમાં એવણે જોડેલાં "પક્કી વહુ" વીગેરેના નાટકી ફારસો ઘણા રમુજી

ગણાયા અને વખણાયા હતા. તેમા "પકી વહુ" માટેના ઢોંગી આશીરવાદની નકલોની તો ઘેરે ઘેર ને મોટે મોટે ખાંચરેથી માંગણીઓ થયલી. તેમજ "સુરત શેહર ગુલઝાર" નું એવણનું એક ગાયણ ઘણું યાદગાર થઇ પડયું હતું. ઇરાની નાટક મંડળી ફારસી ભાષામાં, જીવતા ઘોડા સ્ટેજ પર લાવીને એમની આગેવાની તળે ખેલો કરતી તેના ગુજરાતી તરજુમા જોનારાઓને સમજવા સારૂ એઓ ગુજરાતીમાં બેત બાજીમાં જોડી આપતા. વીગેરે ઘણાંક રમુજી અને બીજાં સંખ્યાબંધ ગાયણો એવણે જોડેલાં—જે એમની "નાટક ગાયણ સંગ્રહ" નામની ચોપડીમાં પ્રગટેલાં છે.

મી૰ જાગોશનો નમાનો ખવાસ, સાલેસાઇ, ગરીબાઇ અને પ્રમાણીકપણું એ સરવે ગુણો એવા સરસ છે કે જેનાથી—એઓ કોઇ મોટા અને શ્રીમંત માણુસ હોવા નહીં છતાં—ગરીબો અને તવંગરોમાં પણ સારૂં માન, મોભો, મરતબો અને બોહોળી ઓલખ પીછાન ધરાવવા સાથે કેટલાક નામીચા શેઠીઆઓની સંઘમાં બીરાજનાર ગ્રહસ્થ થઇ પડયા છે. એઓએ પોતાનું મિત્ર-મંડળ ઘણું બોહળું કરી મેલ્યું છે, અને પોતાના લાગવગથી કેટલાંક ગરીબોનાં કામ મુગે મોહોડે હાર પાડી આપે છે. એઓની એ બોહલી ઓળખ પીછાનની સાબેતી એવોએ પોતાને ત્યાંની કરેલી બે વારની પોતાના વડા અને વચલા બેટાની શેહાદીની વખતે (ઇસવી સને ૧૮૯૮ તથા ૧૯૦૮ માં) ખુબ દીપી નીકળી હતી, અને તેના મેળાવડા એટલા દીપાયમાન થયા હતા કે જેમાં મોટા મોટા શેઠીયાઓ અને વળી પેહલા વરગના આસામીઓ તથા મુંબઇ અને દેશાવર વટીકના માનવંત દસ્તુર દાવરો અને બેહદીનોની હાજરીથી ગોયા એક શ્રીમંત શેઠીઆનાં ઘેર જેવાં લગન નીવડયાં હતાં.

મી૰ મનચેરજી આપ જાતે ધારમીક, ભણનાર ગણનાર, અને હર હમેશના આતશ બેહરાંમ, આવાં યઝદના પુંજક છે. ખુદાની દરરોજ બંદગી કરવી એ એમની આદત એમના બાપ બપાવાથી ઉતરતા આવેલા વારશા સમાન છે. એવી એમની માન ભરેલી વર્તણુકને લીધે કેટલાંક માનપાનના ઓધ્ધા અધીકારપર એમની નેમણુકો થયલી ચાલુ છે. એઓ આગળાં જરથોસ્તી કોમનાં લગનનાં અરસ પરસના લાભવાલાં ફંડની મંડલીના મેમ્બર અથવા સ્થાપક જેવા હતા. પણ તે મંડળીનું કામ દુરંદેશીથી ચાલેલું નહીં હોવાથી તે હમણાં બંધ પડેલી છે. તે સામે લગનની મોતેબરી જાળવનારી મંડળીના પણ એઓ મેમ્બર હતા. મુંબઇની મરહુમ શેઠ જમશેદજી દાદાભાઇ આમરીઆ અથવા સોડાવાટરવાળાની દરેહમેહરના મેનેજીંગ ત્રસ્તી છે, અને તેનું કામ પોતાના બીજા જોડયા ટરસ્ટીઓ સાથે સારી કાલજીથી આટોપે છે. અતરેની શેહનશાહી જશન મંડળીના ચેરનશીન અને ત્રસ્ટી, જરથોસ્તી બાઈબંધી મંડળીના ત્રસ્ટી, અને મેમ્બર, જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીના મેમ્બર અને તેની જનરલ કમીટીના સભાસદ નેમાયલા છે. એની સાથે એક વાર પેલી જરથોસ્તી અંજુમનથી નેમાયલી જુદદીનોના સવાલની પ્રખ્યાત કમીટીમાં પણ એઓને એક મેમ્બર ચુંટી કાઢવામાં આવ્યા હતા, કે જેની મળેલી મીટીંગો વખતે મી૰ જાગોશે તે બાબદમાં સારો ભાગ લઇને તથા જુદદીનોને પારસીઓમાં આમેજ નહીં કરવાની તરફેણ કરીને કેટલાંક જાહેર લખાણો, હસ્ત પત્રો-હેંડબીલો વીગેરે ફેલાવ્યાં હતાં. એ ઉપરાંત ઇસવી સને ૧૯૧૦ યાને યઝદેજરદી સને ૧૨૭૯ નાં આ વરસમાં મુંબઇની પારસી કોમની પેહલવેહલી ઉભી થયલી "જરથોસતી કોનફરંસ" ના સ્થાપકોએ એમને જનરલ કમીટીના મેમબર અથવા એક ડેલીગેટનાં માન ભરેલા અધીકારપર પણ ચુંટી કાઢેયા હતા. તેની સાથે એઓ કેટલાંક ખેરગતુ ધરમનાં ફંડોના પણ ત્રસ્ટી નેમાયલા, જેનો વહીવટ ઘણા સંતોષ સાથે આજ સુધી બજાવ્યા જાય છે. તેમ કેટલાંક જાહેર કાંમોની આગેવાની પણ વખતસર એઓએ લીધી હતી-તેમાં ધોબીતળાવનાં ઇડાંવાળાનાં આદરાંનને મરહુમ ઓનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆજીએ નવેસરથી બાંધી આપીને અસલ બાઈ મોટલાંબાઇ વાહડયાજીવાલી દરેમેહેરની સાથે જોડી આપ્યું તે સગવડનાં હેશાનમાં વાડીઆજીને ધોબીતળાવનાં જરથોશતીઓએ માનપત્ર આપ્યું હતું તેના મેળાવડાના

સરનશીનની ખુરશીએ મી૦ મનચેરજી નેમાયા હતા—જે વખતે શેઠ વાહડીઆજીનું જનમ ચરીત્ર એવોએ ઠીક છટાદાર ભાષામાં વરણવ્યું હતું—તેમ તે માન પત્ર વાહડીઆજીને બંગલે આપવા માટે ધોબીતલાવનાં જરથોસ્તીઓનાં ગયલાં ડેપ્યુટેશનની આગેવાંની એઓનેજ મળી હતી— ધોબીતળાવનાં લતાનાં એવા બીજા કેટલાક જાહેર બનાવોમાં પણ મી૦ જાગોશનેજ આગેવાનીનું માન મળેલું—જેમકે મરહુમ શેઠ ખા૦ બા૦ નવરોજી બેરામજી સંતોકને સરકારથી મલેલા ખેતાબની મુબારકબાદીનાં મેળાવડામાં તથા બીજા એવા કેટલાક જાહેર મેળાવડાનાં પ્રમુખસ્થાને મી૦ જાગોશજ બીરાજયા હતા.

સેવટે વાંચનારને એક લગાર રમુજી વાત જણાવવી જોઈએ-તે એકે જાગોશની અટક કેમ પડી. કહે છે કે એમના વડીલોમાના એક બુઝોર્ગ પુરૂષ (ઘણું કરીને શાપુરજી જાગોશ તે મી૦ મનચેરજીના બપાવાના બપાવા હશે, તેવો) સહવારના કારીગરોને કામ કાજ સોંપીને બપોરી વખ્તે જમવાના થયા તેથી ધણીઆણીને ભોણું કરવાને ફરમાવ્યું; તેટલાં જરા ખાલીઆ ઉપર અલેટાયા ને આંખ લાગી ગઈ. ધણીયાણી ભોણું લાવ્યાં, પણ તે વખતમાં નામ દઈને ધણી-ધણીઆણી એકેકને હાંક મારીને બોલાવવાનો રેવાજ નહીં હોવાથી હાથમાં ભોણું પકડી રાખીને પોતાના ધણીને જાગોશ કે જાગોશજી કે—એ રીતે હાંક મારયા કીધાથી ધણીજી ઉઠયા. હવે આ થયલી લગારેક ગડબડ સમજીને અડોશી પાડોશીઓનાં છોકરાં છૈયાં ત્યાં આગળ દોડી આવેલાં તે પેલી ભોણુની જાગોશ કેની વાત સમજીને ખુબ હસી પડયાં અને રમુજ ચલાવેલી કે જાગોશ કે ઉગોશ. તે ઉપરથી અસલ જે પોતાના ધંધાને અરથેની "કાટીવાલા" ની અટક ચાલતી હતી તે બદલાઈને જાગોશની અટક હમેશની થઈ પડી! આ જાગોશજીની એક બીજી કેહણી કુટુંબનાં એવી ચાલી આવે છે કે, તેઓ માત્ર ઘી, ખાંડ, માખણ, મલાઈ, વીગેરેના તર નવાલાના ખાનાર હતા. મધરા જેવા લાલ ચેહરેના, ખુશનુમા દેખાવના, અને ઘણાં પનોતાં પગલાંના ગણાતા હતા, તે એટલા સુધી કે અસલના લોકોમાં ચાલ હતો કે પનોતાઓનાં પગલાં ગુજરતી વખતે ઉતારી લેતા—એમ એવણ જયારે નજદીક એકસો વરસની બુઝરોગ ઉમરે ગુજરેલા ત્યારે તેમનાં પગલાં વટીક કાગલનાં માપ પર ઉતારી લીધાં હતાં!

ઉપર જણાવેલા બેઉ પડોશી કુટુંબોને એટલો સરસ વેહવાર અને વહીવટ હતો કે એકેકના સગા ભાઈ કરતાં આલે ગણાતા મનાતા હતા. તેનો એક અચ્છો નમુનેદાર દાખલો તો એ છે કે એ બને પડોશીના નબીરાઓ આપણા મી૦ મનચેરજી જાગોશ અને કોટવાલ ખાનદાનના મી૦ પાલનજી બેજનજી કોટવાલ એ બેઉજણા એક ભુરના એટલે એકજ વરસમા જન્મેલા બલ્કે અગવડ વખતે એક બીજાની મા તરને ધાવેલા વટીક. તે બેઉ જણાનો આજે એક સરખી બુઝોર્ગીએ પોંહચેલા છતાં એકેક સાથે દોસ્તી મિત્રાચારી બાળપણથી આટલી લાંબી મુદત સુધી એવી તો ટકાવી રાખી છે કે તેવા કોઈ બે સગા ભાઈઓથી પણ નીભાવી શકાય નહીં. તેવાં પડોસીનો તે વખતે વસવાટ હતો. એજ કોટવાલ કુટુંબના એક બીજા નબીરા હેદરાબાદના નીઝામનાં નામાચા રાજ્યના એક પેનશનર જેઓ સીકંદરાબાદમાં વસે છે તેમનો એકવાર મેળાપ થયલો ત્યારે પણ એ બે અસલ પડોસીઓનું હીત એકબીજા વચ્ચે હોડેલું તેનો દાખલો જાણવા જોગ છે.

મી૦ મનચેરજી જાગોશ કેટલોક મુસાફરીનો શોખ ધરાવે છે. પોતાનાં અસલ વતન સુરત શેહ-રમાં તો આતશબેહરામને સેજદો કરવા વીગેરે માટે વરસમાં એક બે ફેરા ખાતાજ રેહે છે, તેની સાથે ઉદવાડા, નવસારી વીગેરેના એ તરફના ગુજરાત લાઇનના વાંદરેથી તે ઠેઠ અમદાવાદ વેરનાં સ્તેશનોની દરેકની હવા ચાખી ચુકેલા છે. કાઠીઆવાડનાં ખુણેથી વઢવાણ જઈ આવેલા છે. ઉપરાંત, સને ૧૮૮૨–૮૩નાં કલકત્તા એકઝીબીશન વખતે કલકત્તા, અલાહબાદ, આગરા, લખનો, લાહોર, દીલ્લી, કાનપુર, અજમેર, જેપુર, કરાંચી વીગેરેનાં શેહરો જોઇ વળેલા તે વખતે મધરાસ ઈલાકામાં જઈ

શકયા નહીં પણ ૧૯૦૧–૨માં મધરાસ તરફ નીકલ્યા ત્યારે ઉપલા સીકન્દ્રાબાદમાં પોતાનાં ઉપર જણાવેલા કુંટુબના જુન્ના સુરતના પડોસી શેઠ મનચેરજી બેજનજી કોટવાલને મલ્યા ત્યારે એકેકને એવાં વાહલથી વળગી પડેલા કે સગા ભાઈ પણ હટી જાય ! એ તે પડોસી ખરા !!

મી૦ મનચેરજી, ઉપર પ્રથમ આપેલી ગણત્રી મુજબ હાલ ૬૯ વરશની સારી વૃધ્ધ વયે પુગેલા છતાં અસલ કસાયલાં હાડકાનાં હોવાથી સરસ રીતે પોતાનો કામ ધંધો—જોકે પંદરેક વરસ થયાં ગાઉટનો બુરો રોગ લાગુ પડેલો હોવા છતાં–ચલાવી શકે છે. એઓને ત્યાં નજદીક શવા દજનેક ઉપરનાં બચ્ચાંની વૃધ્ધી થયલી, પણ વચમાં બે ચાર મોટી ઉમરનાં ફરજંદોના ધા ખમવા પડેલા હોવાને લીધે તે દુઃખ ઘણી સહનશીળતાથી ખમી ગયા છે. હાલ એઓના બે હઇઆત પુત્રો ભાઇઓ સોરાબજી તથા હોરમશજી એમની બાજુ થઇને પોતાનો બાપીકો ધંધો ચલાવેછે, જેમાં ખુદાતાલાની તેમને સાહેતા મળો અને પોતાના પીતાની નામના જાળવી રાખો–એવું ઇચ્છીને આ જન્મ ચરિત્ર અતરે પુરૂં કરીશું.

---

## અત્યાર અગાઉ મી૦ મનચેરજીનાં પ્રગટ થયલાં જન્મ ચરિત્રો.

( માસીક હિંદી–આફ્રીક–૩૦ મી સપટેમબર ૧૯૦૭ ઉપરથી. )

"પારસી પંચાંગ" નાં કર્ત્તા મી૦ મનચેરજી હોશંગજી જાગોશ—"પારસી પંચાંગ" ના વાર્ષીક પુસ્તક કે જેને એ કોમની કીર્તી ને કારકીર્દીને શોભાવનાર અને સાચવનારા એક કીલ્લા સમાનજ અમે સમજ્યે છીએ તેની ૩૮ માં સાલની એક નકલની પહોંચ માન—હેશાંન સાથે સ્વીકારતાં એજ મી૦ જાગોશના છાપખાનામાંથી મરહુમ મી૦ બરજોરજી કુટારને નામે પ્રથમ પ્રગટ થતી નકલો સાથે આજના તેના ઉપયોગીપણાને સરખાવતાં ખચીતજ સંતોષ ઉપજે છે. પારસી તવારીખનો જે સંક્ષેપ પણ સાચવવા જોગ સાર આ વાર્ષીક પોથીમાં સમાય છે તેમાં એ ટોળાંની માતબરી ને મોતેબરી સાથે તેનાં ઉદયોગીપણા અને ઉપયોગીપણાનો એકંદર અરક ઠીક જલવાઇ જાય છે.

કોમની આવી એક અચુક ને અમુક વાર્ષીક સેવા મુગે મોઢે બજાવનાર મી૦ મનચેરજી જાગોશનો જન્મ આજથી ૬૭ વરસપર ૧૮૪૧ માં સુરતમાં થયો હતો. એ વેળાના ગુલજાર શહેરમાં એમના વડવાઓ દેશી કાપડનાં વણતનાં વેપારમાં વિખ્યાત અને આમદાનીમાં આબાદ હતા. પણ એ હુન્નરની ઇંગ્રેજ બચ્ચાએ અસલ બનાવત પકડી પાડીને તેને સાંચાથી બનાવા માંડયાથી સુરતમાં એ ધંધો પડી ભાગો અને મી૦ જાગોશના વડીલો મુંબઈ આવી વસ્યા, જે વેળા મી૦ મનચેરજીની વય ૧૫ વરસની હતી, પણ છાપાના હુનર અને મંડળમાંજ તેમની જીંદગી આજ સુધી રોકાયલી રહી છે. ૧૮૬૩ માં "મુંબઇ ચાબુક" ના મેનેજર ને મદદનીસ અધિપતિ નેમાયા બાદ એ પત્ર મી૦ ના. રૂ. રાણીનાએ વેચાતું લીધા પછી એમણે એ પત્ર સાથનો સંબંધ ૧૮૭૦ માં છોડી "મુંબઇ વરતમાન" પ્રેસ સ્થાપ્યું ને તેને સારી રીતે ચલાવ્યું. ૧૮૯૩ માં મી૦ મનસુખવાળું અઠવાડીક પત્ર "સત્ય મીત્ર" એમણે ખરીદીને તેની અસલ હાલત અને અવતાર કરતાં સરસ ને શોભા ભરી રીતે ધીકાવ્યું. પણ પાંચ વરસ પછી ૧૮૯૮ માં એમના પ્રેસમાં અચાનક આગ લાગવાથી તે પત્ર બંધ કરવા સાથે એ ભલા ગ્રહસ્થે પ્રેસનો વીમો ન ઉતાર્યાથી મોટી ખોટ ખમી ! હાલમાં તેજ નામે મી૦ જાગોશે પોતાનું છાપખાનું પાછું ચાલુ કરયું છે જ્યાંથી આ વારસીક પંચાંગ પ્રગટ થતું રહે છે. મી૦ જાગોશ ધાર્મીક લાગણીના, સાદા સ્વભાવ અને ભલા ખવાસના એક સદ ગ્રહસ્થ છે, જેમનાં સારાં નામ—કામની એક સાદી નોંધ લેવાના આ પ્રસંગ બાબે અમોને સંતોષ પ્રાપ્ત થાય છે.

વલી **"પારસી દીન આઇન અને તવારીખી ફરહંગ"** નામે એક હીતીઆશીક પુસ્તક ગેયા હાન ચકર જેવુંજ તેના લખનારા એરવદ ખરશેદજી એરચજી બજાં તથા એક અથોરનાનની રશીલી કલમથી પ્રગટ થાય છે. તેમાં પુસ્તક ૨ જાને પાંને ૧૪૩ મે મી૦ જાગોશનું ટુકમાં છપાયલું જનમ ચરીત્ર નીચે મુજબનું છે:—

"જાગોશ મનચેરજી હોશંગજી.—મુંબઈ વર્તમાન પ્રેસના માલેક. એવણુ ઘણા લાયકીવાળા અને ધર્માતુ બુજોર્ગ ગૃહસ્થ છે. પોતાથી બની શકતી પારસી દીન આઇન અને ટોળાની સારી સેવા બજાવે છે. "ઝોરાસ્ટીયન કેલેંડર" યાને "પારસી પંચાગ" નામનું એક દલદાર વાર્ષીક પુસ્તક યઝદેઝરદી ૧૨૪૦ થી ૩૭ વરસ થયાં નીયમીત પ્રગટ કરે છે. જેમાં પારસીઓને જાણવા અને અભ્યાસ કરવા લાયક ઘણી બાબતો અથાગ મેહનત લઈ છાપે છે. મુંબઇનાજ નહી પણ દેશાવરો ખાતે વસ્તા પારસીઓ, ધર્મનાં મકાનો, તેઓના ધંધા બ્યાપાર, પદવી અને જાણીતા પારસીઓનાં જન્મચરિત્ર વગેરેથી ભરપુર ખબરો એમાં આપવામાં આવે છે. મી૦ જાંગોશ મુંબઈના પારસીઓના અનેક ધર્મખાતાંઓના ત્રસ્ટી છે. જેમ ખાનબાહદુર બહમનજી પટેલે પારસી પ્રકાશ લખીને તેમ એવણે પારસી પંચાગ લખીને જરથોસ્તીઓ ઉપર હેશાન કીધું છે."

એ સાથે એક બીજું એમનું એક અંગ્રેજીમાં સંક્ષેપ જનમ ચરીત્ર વલી જુદીજ રીતે પ્રગટ થયું છે—તે એમ કે મુંબઈના અને ઈંગલંડ-અમેરીકાના એક નામીચા મોટા વેપારી શેઠ નશરવાનજી ફરામજી અમગરાએ હવડાંજ એક ઇંગ્રેજી આલમાનેક જેવું પુસતક પ્રસીધ કીધું છે—જેમાં પોતાના કેટલાક યુરોપ્યન અને દેશી દોસ્ત આશનાઓની શબી સાથે તેમનાં ટુક ટુક જનમ ચરીત્રાબી પોતાનાં ખાનગી ઉપ્યોગ માટે પ્રગટ કરયાં છે—તેમાં મી૦ મનચેરજી જાગોશનુંબી ખાશ જનમ ચરીત્ર પ્રસીધ થયું છે.

---

એ ઉપરાંત—એઓનાં નજદીક ચાલીશ વરસની મુદત થયું નીકલતાં ઉપર કહેલાં કેલેનડરને માટે દર વરસો વરસ હીંદના એક નાંકેથી બીજે નાંકે વેરનાં મઠકોના જાહેર છાપાઓમાં એક કરતાં એક હેવાં સરસ મતો અને અભીપરાયો પ્રગટ થાય છે, અને તેમાં સાથે લાગુ એમના પોતાનાં શદગુણોની એટલી તારીફ જાબજા ગાવામાં આવે છે કે તેથીજ કેલેંડરની અગત્સતા ઉપરાંત એમની કીરતી ખુબ દીપી નીકલી છે. આ ચાલીશ વરસની લાંબી મુદતનાં મતોને સંગ્રહ એટલો મોટો વધી ગયલો છે કે તેનું ખાશું એક નામચીન પુસ્તક થઈ શકે, અને તેટલું માન અને કીરતી મી૦ મનચેરજીનાં બાબમાં પુરતું છે, એવું સરવે કોઇનું ચાહવું છે—તે એમને મુબારક થાવો! આંમીન!!

ઉપર કહેલા સંખ્યાબંધ અભીપરાયમાંનો ફકત એકજ ઉતારો અતરે કરી લેવો બસ ધારીએ છે:—

(જાનેવારી ૧૯૦૬ ના માસીક મજાહ ઉપરથી.)

# "પારસી પંચાંગ"નો ૩૫ મો પોથો.

## પરીક્ષકઃ—મી૦ દા૦ એ. તારાપોરવાલા.

મી૦ મંચેરજી જાગોશ ! તમારી અખુટ ધીરજને ખરેખર ધન્યવાદ ઘટે છે. આજના પારસીઓ તમારી કદર બુજે કે નહિંબી બુજે, પણ આ વાત નોંધી રાખજો કે ભવિષ્યની જરથોસ્તી ઓલાદ તમારી આ એકમારગી પણ સ્તુતિપાત્ર સેવાની કદરદાની કરીયા વિના રહેશે નહીં. પેહેલા મહાન પારસી તવારીખનવેશ ખાન બહાદુર બહમનજી બેહરામજી પટેલનાં યાદગાર "પારસી પ્રકાશ" પછી જો કોઈ પણ બીજો ગ્રંથ આપણી આવતી ઓલાદને ઉપયોગી થઇ પડવાની ભાગ્યશાળી સજત ધરાવતો હોય તો તે તમારો આ વાર્ષીક દળદાર પોથો છે, કે જેનું બેમુલપણું આજે જેટલું અંકાશે નહિં તેટલું આવતા વખતમાં અંકાશે અને એકાદ-બે સદી પછીનો હિંદુસ્તાનમાં વસતી જરથોસ્તી કોમની તવારીખ લખનારો કોઈ મહાન પારસી તવારીખનવેશ પોતાનાં જમાનામાં ખા૦ બા૦ પટેલ જોડે તમો સાહેબને પણ કીર્તીવંત કરવા માટે પોતાના ગ્રંથમાં એક ખાસ પ્રકરણ રોકવાની જરૂર પીછાનશે. તમોએ વરસોથી ધારણ કરેલો મુદ્રાલેખ પોતેજ બતાવેછે કે "ચાલું રેહેચ વરસ પર વરસો સદા—ભલો તેજ જે કરે નેક કામો અદા" તેમ તમો ભલા હોઇને જે "નેક કામો અદા" કરો છો તેજ ભલાઈ તમારી અમર નામનામાં કામ આવશે.

પ્રીય હમદીનો ! "પારસી પંચાંગ" નો ૩૫મો પોથો જાહેર પડયો છે, જે ઉપર તેનાં મેહનતું માલેકે કેવી જબરી જેહમતો ખેંચી છે તેનો ખ્યાલ તમારી કોમની વરસોથી સેવા બજાવતાં એ ઉપયોગી કેલેન્ડર પર નજર નાખ્યા વિના કદી આવી શકવાનો નથી. મી૦ જાગોશ આજ ૩૫ વરસથી આપણી કોમની સેવા બજાવે છે અને એ ૩૫ વરસનો ગંભીર ગાળોજ કહી બતાવે છે કે પોતાના હમદીનોની લાભ વગરની પણ અતિ કંટાળા અને જેહમતવાળી સેવા બજાવનાર એ એકમારગી ગૃહસ્થમાં પોતાના ટોળા માટેની કેવી જબરી દાઝ હોવી જોઇએ.

યઝદેજરદી સને ૧૨૭૫ના ચાલુ સાલનું મી૦ જાગોશે પ્રગટ કરેલું આ દલદાર દફતર પોતાના વાર્ષીક રાએતા કરતાં ઘણું નવું તત્વ ધરાવે છે. શુરૂઆતમાં યઝદેજરદી સને ૧૨૭૪ના ગુજસ્તે સાલનાં ૧૨ માસનો ઈનતેખાબ દર વરસના મામુલ મુજબ રજુ થયો છે, જે રોયલ આઠપેજી ફોરમના કદના ૮૪ સફાઓમાં ખીચોખીચ સમાયો છે. દરેક સફો જાણવાજોગ મુખ્તેસર હકીકતોથી ભરપુર છે અને ગુજસ્તે સાલ જરથોસ્તી ટોળાએ કેવું કીર્તીવંત પસાર કીધું છે, તેની દરેક સાચા જરથોસ્તીને બહુ મગરૂબ કરનારી દિલપસંદ વિગતો તેમાં દાખલ કરવામાં આવી છે, જે મી૦ જાગોશની સાદી સરળ અને સુંદર ભાષામાં એક જાતનું તંદરોસ્ત વાંચન રજુ કરે છે. એક મોટા વિષયમાંથી ભવિષ્યની તવારીખને ઉપયોગી થઈ પડે એવું સંક્ષિપ્ત વરણન અગત્ય જોગી નોંધ રૂપે જાળવી રાખવાની જે વખાણવા લાયક હથોટી ખા૦ બા૦ બહમનજી પટેલ ધરાવે છે, તેજ પગલે મી૦ જાગોશ ઘણી ફતેહમંદી સાથ ચાલતું કરે છે એ એક નોંધવા જોગ પધતિ હું લેખું છું. એવી મુખ્તેસર નોંધો વાંચતાં જેમ કંટાળો ઉપજતો નથી, તેમ તેવા બનાવોની ઘટતી નોંધ એમની નોંધની બાહેર રહી પણ જતી નથી એ ખુશી થવા જોગ છે. મી૦ જાગોસ ગુજસ્તે સાલના ઈનતેખાબની

શુરૂઆતમાં ૧૨૭૪ ના એક સાલમાં પારસી સખાવતનું જે સંક્ષિપ્ત સરવાયું ખેંચી બતાવે છે તે ઉપરથી જણાય છે કે ગયાં જરથોસ્તી વરસમાં જરથોસ્તી કોમે કરેલી જાહેર સખાવતનો કુલે આંકડો નઝદીક નવ લાખનો થવા જાય છે. સખાવતની બાબદમાં પીટીટ પરીવાર વરસોથી જે બુલંદ સપાટી પર દેખાવ આપતું રહ્યું છે તે દેખાવ ગુજસ્તે સાલમાં પણ કાયમ રહયો છે, એ, પારસીઓ માટે એક ખુશાલી ભરેલી ખબર છે, જાહેર બનાવોની અપક્ષપાત નોંધ કરનાર તરીકે મી૦ જાગોસની વરસોની કીર્તીમાં આ વરસે વિશેષ વધારો થયલો આ "ઇનતેખાબ" ને ધ્યાન અને ધીરજથી વાંચનારાઓને જણાયા વગર રહેશે નહિ. જુદદીનોને જરથોસ્તી કોમમાં લેવા કે નહિં એ ગુંએસની નોંધ લેતાં મી૦ જાગોશે એક સાચા અને દીનદાર જરથોસ્તી તરીકેનો જે પ્રગટ ગુસ્સો સફે ૪૮ (બ) માં દેખાડયો છે તે એ એકમારગી ગૃહસ્થને જાતિ પીછાનથી ઓળખવાનું માન ધરાવનારાઓમાં એમનું બેવડું માન વધારશે. જુદદીન સવાલની ગુંએસ, તે વિષે મળેલી અનજુમનની સભા—તે સભા નહિં મેળવવા વિષે ટરસ્ટીઓની સત્તાના ઉઠાવવામાં આવેલા સવાલો—તે સવાલોના ટરસ્ટી સાહેબોએ વાળેલા ઉત્તરો અને તે બાદ ઉભી થવા પામેલી અફવાઓ વિષે તથા પેલી વિખ્યાત થયલી વિલાયતી ભઠ્ઠી (!) "ક્રીમેટોરિયમ" ના તે પછી ઉભાં થયલાં "હંબગ" વીષે મી૦ જાગોસે લીધેલી સામાન્ય અને એકત્ર નોંધ રાત દિવસના લેખકને પણ એ ઘડી વિચારમાં પાડે એવી સંક્ષિપ્ત અને સુંદર છે. જે સવાલોએ પારસી કોમને મહીનાના મહીનાઓ સુધી હલમલાવી મુકી હતી અને જે ચરચાએ છાપા મંડળને એક નહિં ખુટે એવો ચાલુ ખોરાક સેંકડો કોલમો ભરાય તેટલી હદ સુધી પુરો પાડવામાં બખીલાઇ રાખી ન હતી તે ઉપરની મી૦ જાગોશની એકત્ર સંક્ષિપ્ત નોંધ માત્ર ૨૮ લીટીમાં સમાઇ ગઇ છે! કે જે કોઇ બીજો લેખક ૨૮૦૦ લીટીમાં પણ મુશ્કેલીથી સમાવી શકત. ભવિષ્યની જરથોસ્તી તવારીખના કોઇ ભાગ્યશાળી તવારીખનવેશ માટે ખચીત્ત એવીજ મુખ્તેસર નોંધો સચવાવાની જરૂર છે, અને મી૦ જાગોશ તેજ ધોરણપર ગુપચુપ પોતાનું કામ કરયા જાય છે. એ ખચીત્ત બારીક બીન નુકતેચીનીને એક તરફ જેમ સંતોષ આપનારૂં છે, તેમ બીજી તરફ એ ઠાવકા ગ્રહસ્થને પોતાને પણ ઘણું માનદાયક છે. ઉપલી ૨૮ લીટીઓમાં જુદદીન ગુંએસનો જાણે નકકર અરક મી૦ જાગોશે પોતાના વાંચક–વરગ સામે તઇયાર કાઢી મુકયો છે.

ગુજસ્તે સાલનાં ઇનતેખાબ પછી નવાં સ્થાપાયલાં પારસી ધરમખાતાંઓ તથા ધરમનાં મકાનો, જરથોસ્તીઓને મળેલા નવા ખેતાબો, જરથોસ્તીઓને મળેલા ઓહદાઓ, નેમણુંકો, કેળવણી, પરીક્ષા, ઇનામો સ્કોલરશીપો વિગેરે વિગેરે બહુ ઉપયોગી અને નોંધી લેવા જોગ વિગતો આપી છે, જે પછી ગયે વરસે થયલાં જાણીતાં જરથોસ્તીઓનાં મરણોની મુખ્તેસર નોંધો લીધી છે, જે પારસીઓનાં આ વાર્ષીક પંચાંગના હેતુ અને ઉપયોગીપણાને બરાબર જવાબ કરનારી હું લેખું છું. એ નોંધો ભવિષ્યમાં ઘણી ઉપયોગી થઈ પડશે અને જરથોસ્તી સિકકાની હિંદી તવારીખમાં તે હવે પછી ઇતિહાસિક અગત્યતા ધરાવશે. એ રીતે ગુજસ્તે સાલનો ઇનતેખાબ એક કીમતી અને રસીલું સાહિત્ય પુરૂં પાડે છે. મી૦ જાગોસને એક સુચના કરવી અત્રે પ્રસંગોપાત ધારૂં છું કે દરેક બનાવની નોંધ લેતાં તે બનાવની ઈંગ્રેજી તારીખ અથવા પારસી રોજ–માહ જરૂરજ નોંધવાની કાળજી રાખવી, કે જેમ કેટલીક નોંધોમાં જોવામાં આવતું નથી. એમ થવાથી ભવિષ્યમાં એ નોંધો દરેક જરથોસ્તીને ઉપયોગી થઈ પડવાનો સંભવ છે. અત્રે એકજ દાખલો માત્ર ધ્યાન ખેંચવા માટે આપીશ. સફે ૪૮ (ધ) માં વીકટોરીયા નાટક મંડળીનાં માલેક મી૦ ખુરશેદજી મેહેરવાનજી બાલીવાળાને હજાઝ રેલવે ફંડમાં મદદ કરવા માટે ટરકીનાં નામદાર સુલતાને એનાયત કરેલા સોનાના એક માનવંત ચાંદની નોંધ લેવામાં આવી છે, પણ એ ચાંદ એ લાયકીવાલા "હિંદી અરવિંગ" ને કયે દિવસે અરપણ થયો તે એમની નોંધ કહેતી નથી; જેથી ભવિષ્યમાં એ નામીચા નાટકકારની જીંદગીનું વૃતાન્ત લખનારને ૧૨૭૪ના સાલનાં વરતમાન પત્રો ઉઠલાવવાં પડે એ દેખીતું છે. માટે "પારસી પંચાંગ"

માં આવતી દરેક નોંધ તેનાં તારીખ–માહ સાથે નોંધાવાની બહુ જરૂર છે. મી૦ જાગોશના ઇનસાફને માટે મારે ખુલ્લું કહેવું જોઇએ કે એમને હાથે લેવાતી નોંધોમાં ગણુત્રીનાજ બનાવોમાં ઉપલી સંભાળ રખાયલી જણાતી નથી, પણ હવે પછી દરેક ન્હાના કે મોટા બનાવમાં તેની તારીખ પણ સાથે સાથે નોંધી લેવાની મી૦ જાગોશ મેહેરબાની ભરેલી થોડી વધુ કાળજી લેશે તો એમની નોંધોનું ઉપયોગીપણું આવતા જમાનાને માટે બહુજ આવકારદાયક લેખાશે.

પણ યઝદેજરદી સને ૧૨૭૫ ના નવાં ઝોરાસ્ત્રીયન કેલેન્ડરની કીર્તી હજી એટલાંમાંજ અટકી નથી. આ વરષે મી૦ જાગોસે તેમાં બે નવાં તંદરોસ્ત તત્વો ઉમેરયાં છે, જે જોકે હજી કાંઇક અપૂર્ણ છે, પણ તેમાં મી૦ જાગોશનો નહિં પણ જરથોસ્તી કોમનો કસુર કહેવાશે. આ વરષનાં પંચાંગમાં "જુદાં જુદાં દેશાવરો ખાતેની જરથોસ્તીઓને લગતી, ધરમનાં મકાનો, ફંડો તથા બીજી જાણવાજોગ વીગતો" આપવામાં આવી છે. એ સુધારો ખચીત તારીફલાયક છે. જુદાં જુદાં દેશાવરો ખાતેની જરથોસ્તી અનજુમનોની સ્થીતિનો તે ઉપરથી પુરેપુરો નહિં તો રહેજ ઝાંખો પણ ચીતાર મળી શકે છે અને પારસી કોમની દેશ દેશાવરો ખાતેની અનજુમનો કેવાં સાંધનો ધરાવેછે તથા તેમની હાજતો શી છે તે આખી કોમ સનમુખ એક આરસી પેઠે રજુ થાય છે. જેમ એક પાદશાહની જગ્યા તેનાં તખ્ત ઉપર હોય છે તેમ એ વીગતોની જગ્યા એ પારસી પંચાંગને બરોબર બંધ બેસતી છે—અને તે તેમાજ રજુ થયલી હાલના અને હવે પછીનાં ઉપયોગને માટે એવડી આવકારદાયક છે. હું અંતઃકરણથી ઇચ્છું છું કે મી૦ જાગોશ આવતે વરષે દરેક દેશાવર ખાતેની સંપુરણ વિગતો આપવાને શક્તિવાન થાય અને તેને માટે અત્યારથી પ્રયત્ન કરે. એજ રીતે આ વરષના પંચાંગનું બીજું ખેંચાણ "દેશાવર ખાતેનાં જરથોસ્તી રહેવાસીઓનું લીસ્ટ" છે, જેણે બરજાઇસ ટાઇપનાં ઝીણામાં ઝીણાં બીબાં છતાં એ કેલેન્ડરનાં ૧૫૯ સફા ખીચોખીચ રોકયા છે. આટલું છતાં, આ લીસ્ટ પણ અધુરૂં છે. પણ તેમાં મી૦ જાગોશનો કસુર નથી. મુંબઇ અને દેશાવરનાં પારસીઓનાં લીસ્ટો આ સાલનાં પંચાંગમાં પ્રગટ કરવાની માંગણી ગયા સાલનાં કેલેન્ડરમાંજ તેઓ જાહેર કરી ચુકયા હતા, એજ નહિં, પણ પારસી પંચાયતના ઉલટમંદ અને ખંતીલા સેકરેટરી શમ્સ–ઉલ–ઓલમાં જીવનજી જમશેદજી મોદીની મદદ મેળવી ગામેગામની અનજુમનો પર ખાસ લખાણો કરી માંગણી મોકલી હતી.

જરથોસ્તી ભાઇઓનો ઉમંગ કોણ નથી જાણતું? ભરે ત્યારે ગજના ગજ, પણ તસુ ફાડવાની વાત નહિં? ઉમંગમાં આવે તો આસમાન તોડી પાડવાને ચુકે નહિં, અને નહિં તો ધરતી ધ્રુજી રહે તો પણ શી ચિંતા છે? મી૦ જાગોશ એ લીસ્ટના સંબંધમાં આ વરષે શું લખે છે તે સાંભળો અને પછી ઉપલા ટીકાનું તોલ કરો!:—

"આ કેલેન્ડરમાં મુંબઇનાં અને દેશાવરોનાં પારસીઓના લીસ્ટો લેવાની ઘણે ઠેકાણેથી ખાહેશ બતાવવામાં આવ્યાથી ગયાં વરસે હમે આગળથી પ્રગટ કીધું હતું કે આ યઝદેજરદી સને ૧૨૭૫ના સાલમાં મુંબઇ અને દેશાવરોનાં લીસ્ટો છપાસે, તેથી ધંધાદારી અને ઉંમરે પુગેલા જરથોસ્તીઓએ નામો લખી મોકલવાની મેહેરબાની કરવી. આ જાહેર ખબરના જવાબમાં મુંબઇથી માત્ર બે ચાર દજન નામો લખાઇ આવેલાં! એ દેખાડી આપે છે કે હાવી લોકોની બેદરકારીથી કંપલીટ લીસ્ટો બનાવાની કેટલી મુશકેલી છે. દેશાવરના લીસ્ટો મેલવવાની તો પાછી નવેસરથી મેહેનતો કીધી અને આપણી પારસી પંચાયતનાં ધુંધી સેકરેટરી સાહેબ સમશુલ ઓલમાં જીવણજી જમશેદજી મોદીએ મોહોટી મદદ આપીને ગાંમે ગામનાં પંચાયતનાં આડતીઆ સાહેબોને લખાણ કરી લીસ્ટો મંગાવ્યાં, હેવી તેમની મેહેનતનાં આભારે દેશાવરોનાં ઘણા જહામાં લીસ્ટો લખાઇ આવીઆં કે જે જહાને લીધે આ કેલેંડરનાં પાનાનો એકદમ વધારો થઇ જવાથી આ કેલેંડરની સરેસનાની કીંમતમાં પણ થોડોક વધારો કરવો પડેઓ છે." ઈત્યાદિ.

મી૦ જાગોશનો આ પ્રમાણીક ખુલાસો પારસીઓની એ ભલાં કામ તરફની દેખાઈતી બેદરકારી બતાવી આપે છે.

મી૦ જાગોસે મુંબઈ અને દેશાવરના દરેક પારસી પત્રોમાં અકેકું ચર્ચાપત્ર નાખી એ બન્ને લીસ્ટો બનતાં તુલીક આવતે વરસે સંપુર્ણ પ્રગટ કરવા માટે જરથોસ્તી ટોળાને ફરી એકવાર એલતેમાસ કરવી, જેમ થવાથી એ ગૃહસ્થનો નેક હેતું બધેબધ પ્રસિદ્ધ થઈ જશે. અને તેનું પરીણામ ખુદા ચાહાશે તો સારૂજ આવશે. પારસીઓ બધી બાબદમાં આગળ પડતો ભાગ બજાવે છે અને આ બાબદ, કે જે આખી કોમના હિત્તની છે, તેમાજ કાં બેદરકારી બતાવતા હશે તેનું કારણ કોઈ સમજાવશે ?

જરથોસ્તી ધરમ પુસ્તકોનું એક લીસ્ટ, તેની સંક્ષિપ્ત માહિતી સાથે તથા પારસીઓ હિંદુસ્થાનમાં આવ્યા પછી પ્રગટ કરેલા આગલા જરથોસ્તી ગ્રંથકારોના તથા હાલના જરથોસ્તી ગ્રંથકારોનાં પુસ્તકોની એક યાદીની આ પારસી પંચાંગમાં હવે પછી જગ્યા કરવાની મી૦ જાગોસને હું એક નમ્ર એલનેમાસ કરૂં છું. દર વરસે એવા એવા કાંઇને કાંઇ નવા સુધારા થતા રહેવાથી પારસીઓનાં આ એક પુરાં પણુ અતિ ઉપયોગી પુસ્તકની અગત્યતા વખત જતાં વધુને વધુ વધતી જશે. આ વરસના ફતેહમંદ દેખાવ માટે એ ભલા ગૃહસ્થને મુંબારકબાદી આપી, આ કાંઇક લંબાયલી નુકતેચીની અત્રે હું સમાપ્ત કરૂં છું."

☞ મી૦ દાદી એદલજી તારાપોરવાલાએ અમારા નાકેશ કેલેંડર માટે આવો સરસ અભિપરાય આપવા માટે તેમનો મોટો ઉપકાર માંનીએ છે; તેમ કરતાં જણાવવાની રજા લઇએ છે કે એઓએ વચમાં સુચવયા મુજબ હરેક બનાવની તારીખ વાર શાથે નોંધ લેવાની કાળજી ઘણી રાખવામાં આવેછે, પણ તે જ્યારે નથીજ મળતું ત્યારેજ તેની તારીખવાર મુકી દેવી પડેછે; જેમકે મી૦ દાદીની ખાત્રી કરવા માગીએ છે કે એઓનાજ ટાંકેલા દાખલાવાળા મી૦ બાલીવાલાને ટરકીનાં સુલતાને એનાયત કરેલા ચાંદની તારીખ કોઈબી પેપરોમાંથી તો નથીજ મલવાની પણ પેપરો પરથી નહી મળે તો તે પર નચીત નહી રેહેતાં બીજા બધા બનાવોની વધુ વીગતો માટે જેમ વધુ જોશતેજો કરવાની કોશેશ કરવામાં આવેછે તે મુજબ ખુદ મી૦ બાલીવાલાને પુછાવતાં એઓની ગેરહાજરીનું કારણ નડયું હતું. હેવી હેવી નડતરો અને અડચણોથીજ હરેક બનાવોની તારીખ વારો કે કંઈ બીજી વીગતો હધુરી રહી જાયછે તે માટે કેલેનડરના કરતા કાંઈ થોડા દલગીર નથી.

વલી મી૦ દાદીએ પોતાનાં લખાંણુનાં છેલા ભાગમાં સુચવયા મુજબનું-પારસીઓ હીંદુસ્થાનમાં આવ્યા પછી પ્રગટ કરેલાં આગલા જરસ્થોતી ગરંથકારોનાં તથા હાલનાં જરસ્થોતી ગરંથકારોનાં પુસ્તકોની એક યાદી આ કેલેનડરમાં લેવાનું તદન વીસારી મુકવામાં આવ્યું નથી પણ ખાસ એક લાંબો રેશાલો ઘણી મેહેનતે ઉપજાવી તે યઝદેજરદી સને ૧૨૬૦ નાં કેલેંડરમાં "જરથોસતીઓ તરફથી પ્રગટ થએલી ચોપડીઓનું લીસટ" નાં મઠાલાં તલે એવી યાદી આગલથી લીધેલીજ છે, તે તે વરશની ફાઈલ જોવાથી મી૦ દાદીને અને તેમના જેવા ખાહેશ ધરાવનારાઓને તુરત માલમ પડી આવશે.

કેલેંડરના કરતા.